# ખેડા જીલ્લાની ભૂગોળનો સાર.

પ્ર૦ દિશાઓ કેટલી છે ને તે કઇ કઇ ?

ઉ૦ ચાર છે. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ.

પ્ર૦ એ ચાર દિશાનું વર્ણન કરો ?

ઉ૦ જેણીગમ સૂર્ય સવારમાં ઉગતો જણાય તેને પૂર્વ; અને જે તરફ સાંજરે સૂર્ય આથમતો જણાય તેને પશ્ચિમ. પૂર્વ દિશાભણી મોં કરી ઉભા રહીયે તો જમણા હાથ તરફ દક્ષિણ; ને ડાબાહાથ તરફ ઉત્તર દિશા આવે છે. પૂર્વની સામે પશ્ચિમ અને ઉત્તરની સામે દક્ષિણ દિશા છે એમ સમજવું.

પ્ર૦ ખુણા કેટલા અને કયા કયા છે અને તે દરેક ખુણો કઇ કઇ દિશા વચ્ચે આવ્યો તે કહો ?

ઉ૦ ચાર છે. ઇશાન, અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય. પૂર્વ ને ઉત્તર વચે ઈશાન, પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ. પશ્ચિમ અને ઉત્તર વચે વાયવ્ય, પ-

શ્ચિમ અને દક્ષિણુ વચ્ચે નૈરૂત્ય.

પ્ર૦ સૂર્ય ન દેખાય ત્યારે દિશા શી રીતે જાણવી ?

ઉ૦ હોકાયંત્રથી કે ધ્રુવના તારા ઉપરથી માછલી એટલે હોકાયંત્રમાં ધ્રુવના તારા તરફ એટલે ઉત્તર દક્ષિણ રહે છે તથા ઉત્તર ધ્રુવનો તારો ઉત્તર તરફ અને દક્ષિણુ ધ્રુવનો તારો દક્ષિણમાં ઉગે છે.

પ્ર૦ નકશાની દિશાઓ શી રીતે સમજી શકાય?

ઉ૦ નકશા સામું મોં કરીને ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર દિશા, પગ ભણીની દક્ષિણ દિશા, જમણા હાથ તરફ પૂર્વ ને ડાબા હાથ તરફ પશ્ચિમ.

પ્ર૦ નકશો એટલે શું ?

ઉ૦ ગામ, શહેર, જીલ્લા, પ્રગણાં, દેશ, ખંડ વગેરેનો આકાર પાડેલો હોય તે.

પ્ર૦ ગામ, શહેર, જીલ્લા, પ્રગણાં, કસ્બા એની વ્યાખ્યા આપો ?

ઉ૦ ગામ-જેમાં થોડાં ઘર હોય, શેહેર-જેની અંદર મોટાં ઘર ઓળખંધ હોય ને બજાર હોય. જીલ્લા-જેમાં તાલુકા અથવા પ્રગણાં મળીને જે ભાગ થાય. તેને (એનો વહીવટ મામલતદાર કરે છે.)

**કસ્બો**—જેમાં ગામડાં કરતાં, વધારે ઘરો હોય તેને.

પ્ર૦ બંદર, નદી, પર્વત, સંસ્થાન, તળાવ, અખાત વિગેરેની વ્યાખ્યા આપો ?

ઉ૦ બંદર—જે શહેર નદી કે દરિઆના કિનારા ઉપર હોય ને જ્યાં વહાણથી વેપાર ચાલતો હોય. નદી—મીઠા પાણીનો રેલો પર્વતમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળે તે.

પર્વત—જમીન ઉપર ઉંચા ટેકરા હોય તેને ડુંગર કહે છે, એ ડુંગરાઓ વધીને ઘણા ગાઉ સુધી ગએલા હોય તેને પર્વત કહે છે. સંસ્થાન દેશી રાજાનું મોટું એક રાજ્ય હોય તેને. તળાવ જે પાણીની ચારે બાજુએ જમીન હોય તેને

એથી મોટાને સરોવર કહે છે. અખાત—સમુદ્રનો ફાંટો ઘણા ગાઉ સુધી જમીનપર ગએલો હોય તેને.

પ્ર૦ તાલુકામાં કયા કયા અમલદારો હોય છે અને તે દરેક શું કામ કરે છે, તે કહો ?

ઉ૦ મામલતદાર, ફોજદાર, મુનસફ. મામલતદાર—તાલુકાની ઉપજ વસુલ કરે છે તથા હલકા ગુન્હાનો ઇનસાફ કરે. ફોજદાર—ખુન, ધાડ, મારા મારી, ચોરી વિગેરેનો બંદોબસ્ત રાખે. મુનસફ—લેણદેણનાં દીવાની કામો ચુકવે.

પ્ર૦ ખેડા જીલ્લાની ચારે તરફની હદ કહો ?

ઉ૦ ઉત્તરે અમદાવાદ જીલ્લો, ગાયકવાડનો મુલક અને વાડાસીનોરનું નાનું રાજ્ય; પૂર્વે—મહી નદી, પંચમહાલ જીલ્લો અને ગાયકવાડનો મુલક; પશ્ચિમે ખંભાતનું સંસ્થાન તથા અમદાવાદ જીલ્લો; દક્ષિણે મહીનદી, પંચમહાલ જીલ્લો, ગાયકવાડનો મુલક તથા ભરૂચ જીલ્લો છે.

પ્ર૦ ખેડા જીલ્લામાં કઇ કઇ નદીઓ આવેલીછે

ઉ૦ મહી, શેઢી, વાત્રક, મેસ્વો. મહોર, ખા

રી, વરાંસી, લુણી અને ગળતી.

પ્ર૦ એ દરેક નદીઓ ક્યાંથી નીકળી ક્યા ક્યા તાલુકામાં વહી અને કોને મળે છે અને તેના ઉપરનાં મોટાં ગામ કહો ?

ઉ૦ મહી—માળવાના ડુંગરમાંથી નીકળી ઠાસરા, આણુંદ, બોરસદ એ તાલુકામાં વહી ખંભાતના અખાતને મળેછે. એના ઉપરનાં ગામ—જનોડ, વનોડ, સોનાપુર, પાલી, ખાખરીઆ, રાણીયા, જેસાપુર, સંદલપુર, સીલી, પરતાપપુર, ખાનપુર, ખેરડા, વહેરાખાડી, વાસદ, કહાનવાડી, ઉમેટા, સંખીઆડ, ગાજણા, દહેવાણ, ખંભાત,

શેઢી—લુણાવાડા ડુંગરમાંથી નીકળી ઠાસરા, નડીઆદ, મેહેમદાવાદ તાલુકામાં વહી ખેડા આગળ વાત્રકને મળેછે. એના ઉપરના ગામ—ડાકોર, હીરંજ, સોડપુર, વીણા હાથજ બીસોદરા, ખેડા.

વાત્રક—ડુંગરપુર પાસેથી નીકળી કપડવણજ, મહેમદાવાદ, માતર વગેરે તાલુકામાં વહી પાલા આગળ સાબરમતીને મળે છે. એના ઉપરનાં ગા-

મ—અપરૂજી, રવદાવત, કાકરખાડ, સરખેજ, રતનપુર, હળદરવાસ, ઘોડાસર, માંકવા, મોદજ, સરસવણી, ખેડા, વાસણા, બુજર્ગ, કાશીઅલ, મહેળજ, વારસંગ, પાલ્લા.

**મેશ્વો**—અમદાવાદ જીલ્લામાંથી નીકળી મેહેમદાવાદ તાલુકામાં વહી વાત્રકને મળે છે. એના ઉપર કનીજ, સાંખેજ, મલાતજ, સમાદ્રા.

**મોહોર**—કપડવણુજ તાલુકામાંથી નીકળી કપડવણુજ તથા નડીઆદ તાલુકામાં વહી શેઢીને મળે છે. એના ઉપરનાં ગામ—કપડવણુજ, ભાટેરા, કઠલાલ, ખડોલનાની, તોરણીઆ, સારતાપુર.

**ખારી**—એ અમદાવાદ જીલ્લામાંથી નીકળી મહેમદાવાદ તથા માતર તાલુકામાં વહી સાબરમતીને મળેછે એના ઉપર નવાગામ, નાયકા.

**વરાંશી**—કપડવણુજ આગળ મહોરને મળેછે.

**લુણી**—અરજનકોટ આગળ શેઢીને મળે છે.

**ગળતી**—શેઢીને મળે છે.

પ૦ ખેડા જીલ્લામાં કયાં પ્રખ્યાત ગામો છે અ-

ને તે શાથી તે કહો?

ઉ૦ કપડવણજ—એમાં કાચ અને સાબુ થાયછે.

લસુંદરા—એમાં ઉના પાણીના કુંડ છે.

ડાકોર—રણછોડજીનું મોટું મંદીર તથા ગોમતી નામે તળાવ છે એમાં દરેક પુનમે લોક જાત્રા કરવા જાયછે.

વડતાલ—એમાં સ્વામીનારાયણનું મંદીર છે અને એમાં ચૈતર સુદ ૯ એટલે રામનવમીએ લોકો જાત્રાએ જાયછે.

મેહેમદાવાદ—એમાં ભમરીઓ કૂવો તથા રોજો છે એમાં અગાઉ બારતો બનતો. એ પરગણામાં પારીજાતકનાં ફુલ થાય છે.

માતર —એમાં શ્રાવક લોકના સાચાદેવનું મંદિર છે એ પ્રગણામાં કસુંબી થાય છે.

નડીઆદ એમાં નારણદેવનું મંદીર, સંતરામનું મંદીર, ગોસામી મહારાજનું મંદીર, સ્વામીનારાયણનું મંદીર તથા હાઇસ્કુલ વીગેરે પ્રખ્યાત જગાઓ છે તથા દુધ તથા બીજા વેપારને માટે પ્રખ્યાત છે.

દેથલી—બળીઆકાકાનું સ્થાનક છે.

લાંભવેલ—લાભવેલા હનુમાન છે.

ઓડ—કુવા ઘણા ઊંડા છે.

ભાળજ—ઘણી જુની વાવ છે. અને તે સિધ્ધરાજની બંધાવેલી કહેવાય છે.

પીપળાવ—આશાપુરી માતા છે.

પામોલ—ફુલબાઇ માતા છે.

પાલ્લા—અહીં સાત નદીનું પાણી એકઠું થાય છે. તથા કારતકી પુનમે મેળો ભરાય છે.

પ્ર૦ ખેડા જીલ્લામાં અમદાવાદથી મુંબાઇ જતાં આવેલાં સ્ટેશનો કહો?

ઉ૦ મહેમદાવાદ, નડીઆદ, બોરીઆવી, આણંદ નાવલી, વાસદ.

પ્ર૦ ખેડા જીલ્લામાં આણંદથી પાલી સુધી જતાં આવેલાં સ્ટેશનો કહો?

ઉ૦ આણંદ, ભાળજ, ઉમરેઠ, ડાકોર, ઠાસરા, પાલી.

પ્ર૦ ખેડા જીલ્લામાં આણંદથી પેટલાદ સુધી

જતાં આવેલા સ્ટેશનો કહો ?

ઉ૦ આંણુદ, બોરીઆવી ને પેટલાદ.

પ્ર૦ નડીઆદથી કપડવણુજ સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ નડીઆદ, બીલોદરા, વીણા, મહુધા, વડથલ, ભાનેર, કઠલાલ, દાસલવાડા, કપડવણુજ.

પ્ર૦ કપડવણુજથી ડાકોર સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ કપડવણુજ, સાવલી, ચેતરસુબા, ડાકોર.

પ્ર૦ ખેડાથી મેહેમદાવાદ સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ ખેડા, છાપરા, મેહેમદાવાદ.

પ્ર૦ નડીઆદથી ખેડા સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ નડીઆદ, ડભાણુ, સંધાણા, વણસર, રતનપુર, ખેડા.

પ્ર૦ નડીઆદથી માતર સુધીની કાચી સડકનાં ગામ કહો ?

ઉ૦ નડીઆદ, ડભાણ, સંધાણા, માતર.

પ્ર૦ માતરથી ધોળકા સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ માતર, વાસણા, બુજર્ગ. ચાંદણા, રહુ, ધોળકા.

પ્ર૦ બોરસદથી વાસડ સુધીની કાચી સડક ઉપરનાં ગામ કહો ?

ઉ૦ બોરસદ દાવોલ આસોદર, વાસદ.

પ્ર૦ ખેડા જીલ્લામાં કયા કયા કસ્બાઓ છે ?

ઉ૦ નડીઆદ, ચલીણા, મહુધા, ઠાસરા, કપડવણજ, માતર, મેહેમદાવાદ, આણંદ, બોરસદ, ઉમરેઠ.

પ્ર૦ ખેડાજીલ્લામાં કેટલા અને કયા તાલુકાછે ?

ઉ૦ સાત છે. કપડવણજ, ઠાસરા, નડીઆદ, મેહેમદાવાદ, માતર, આણંદ, બોરસદ.

પ્ર૦ કપડવણજ તાલુકાનાં મુખ્ય ગામ તથા તેની નદીઓ કહો ?

ઉ૦ કપડવણજ, તોરણા, છીપડી, પીઠાઇ, કઠ-

લાલ, ભાટેરા, અનારા, લસુંદ્રા, રવદાવત, અપ્ર-રૂજી, બહદરપુર, મીરજાપુર, સરખેજ, કાકરખાડ, રતનપુર, છીપીઅલ, શાહાપુર, કઠાણા, દહીઅપ, ફાગવેલ, અંતેસર, નવાગામ, આંતરોલી, દાસલ-વાડા, આમલીઆરા. સાલોર.

નદીઓ–વાત્રક, મોહોર, વરાંસી.

પ્ર૦ ઠાસરા તાલુકાનાં મુખ્ય ગામ અને તેમાં કઇ કઈ નદીઓ આવેલી છે?

ઉ૦ ઠાસરા, રસુલપુર, ડાકોર, જનોડ, પડાળ, કાળસર, વાડદ, પાડીઆ, પાલીઆ, હુંધાડીઆ, સાંઢેલી, સણાદ્રા, પીપલવાડા, આગરવા, ઢુણાદ્રા, રાણીઆ, વસો, પાલી, સોનૈયા, સોનીપુર, વનો-ડા, રોજવા, ખાખરીઆ, વાંઘરોળી, ચેતરસુંબા, સેવાળીઆ, બોરડી, મોરઆમલી, સુઇ, વળાતી, સીમળજ, જેસાપુર, માલવણ.

નદીઓ–મહી, શેઢી, ગળતી.

પ્ર૦ નડીઆદ તાલુકાનાં મુખ્ય ગામ અને તેમાં કઇ કઇ નદીઓ આવેલી છે?

ઉ૦ નડીઆદ, અલીણા, ચુણેલ, મોહોળેલ, ઉતરસંડા, ચકલાસી, નરસંડા, ડભાણ, વડતાલ, મહુધા, વડથલ, ભાનેર, ધંધોડી, ભુમસ, હજાતીઆ, સીંધાલી, ખુટજ, મુળજ, અરેરા, દેગામ, દાવડા, બામણોલી, પીપળાતા, મિત્રાલ, આખડોલ, ફેરીઆવી, મહમદપુરા, કંજરી, ફતેપુર, સલુણ, કંજોડા, સુરાસામળ, અલીંદ્રા, માંગરોળી, હીરંજ, સોડપુર, સણાલી. વીણા, હાથજ, તોરણીઆ, ખડોલનાની, સાસ્તાપુર, ધોત્રાવાડા.

નદીઓ—શેઢી, મહોર, લુંણી.

પ્ર૦ મહેમદાવાદ તાલૂકાનાં મુખ્ય ગામ અને તેમાં કઇ કઇ નદીઓ આવેલી છે?

ઉ૦ મહેમદાવાદ, ખેડા, સીહુંજ, કનીજ, મહીજ, સરસવણી, રૂદણ, અકલાચા, વાંઠવાળી, વણસોલસુડા, વરસોળા, વણસોલદેવડી, ગોઠાજ, કાછઇ, છાપરા, પરસાતજ, સમાદ્રા, સાંખેજ, મલાતજ. વાસણા, મારગીઆ, બીડજ, લાલી, રોહીસા, મોદજ, ધોડાસર, હળદરવાસ, વણસોલી,

કેસરા, સણુસોલી, ખાત્રજ, માંકવા, રીછોલ.

નદીઓ—વાત્રક, શેઢી, મેશ્વો, ખારી.

પ્ર૦ માતર તાલુકાનાં મુખ્ય ગામ અને તેમાં કઇ કઇ નદીઓ આવેલી છે ?

ઉ૦ માતર, રઢુ, લીંબાસી, ત્રાજ, સોખડા. રતનપુર, સંધાણા, રઢવાણુજ, ઉઢેલા, ખડીઆલાપુરા, અલીંદ્રા, સીહોલડી, મલીઆતજ, લવાલ, ખાંધલી, માછઅલ, ત્રાણુજા, દેથલી, ભલાડા, સંજીવાડા, પરીએજ, બામણગામ, મોરજ, ખાનપુર, આશામલી, પાલા, વારસંગ, મહેળજ, કોશીઅલ, વાસણાબુજર્ગ, હરીઆલ, કાજીપુરા, ગોબળજ, કનેરા. નવાગામ, ધરોડા, ચીત્રાસર, નાયકા, કલોલી, દેવાતજ, નદીઓ—વાત્રક, સાબરમતી.

પ્ર૦ આણંદ તાલુકાનાં મુખ્ય ગામ અનેનદીઓ?

ઉ૦ આણંદ, નાપાડ, કરમસદ, ઓડ, સારસા, બોરીઆવી, સામરખા, ચીખોદરા, થામણા, સુંદલપુર, વાસદ, અડાસ, વડોદ, નાવલી, ગાના, સંદેસર, વલાસણ, લાંભવેલ, અજરપુરા, વણ-

સોલ, પણસોરા, ઉમરેઠ, હમીદપુરા, સુરેલી, સીલી, પરતાપપુર, ખાનપુર, ખેરડા, વેહુરાખાડી, રાજાપુરા, ભોજકુવા, મોગર, બેડવા, રાસનોલ, કુંજરાય, તરણોલ, ગામડી, કાસર, બાળજ, આસીપુરા, લીંગડા, ખભોળજ, ભરોડા. નદીઓ—મહી.

પ્ર૦ બોરસદ તાલુકાનાં મુખ્ય ગામ અને તેમાં કઇ કઇ નદીઓ આવેલી ?

ઉ૦ બોરસદ, આંકલાવ, બેટાસી, વીરસદ, અલારસા, રાસ, દાવોલ, દેહેવાણ, સુણાવ, પીપળાવ, પાળજ, ઇશામા, ભવાનીપુરા, આમોદ, પંડોળી, ખડાણા, દંતેલી, વડદલા, બામણવા, ખટનાલ, રાળજ, જંત્રાલ, અનેજડા, કહાણા, કનકાપુર, દીવેલ, ગાજણા, સંખીઆડ, ઉમેટા, આશરમા, કહાનવાડી, અંબાલી, કંથારીઆ, મોજકુવા, ભોદાલ, બોચાસણ, ડભાસી. વહેરા, દેદરડા, આસી, ધોળાકુવા, નાહાપા, સીગળાવ, પામોલ, ખેડાસા, વાહીઅલ, સાહીજપુર, સાલોર, ઇસણાવ, પોરડા. નદી—મહી.

પ્ર૦ ખંભાત સ્વસ્થાનના ગામ તથા નદીઓ

ઉ૦ તારાપુર, મોતીપુરાં, માલપુર, ટોલ, ઉટવાડા, જલ્લા, મોભા. હરીયાણુ, સાયમાં, કાળીતલાવડી, વાસણા, કરમસર. નગરા, રંકપુર, આદરૂજ, મહીયારી, ઉઇસરવાડા, કનસારી, નાનાકલોદરા, પોપટવાવ્ય, વાડોલ, ખડોધી. સોખડા, માલાસોની, ભાતતલાવડી, જુનીઆખોલ, નવીઆખોલ, ખાક્ષર, જાફરાબાદ, પાદરાં, રહેલ, વલ્લી, મીતલી, ગોલાણા, અંણુંદપુર, ગલીઆણા, ફતેપુરા, રામપુરા, પચેગામ, જાફરગંજ, નવાનપુર, દલોલી, વાંકતલાવ, ચાંગડાં, ઇદરણુજ, જીણેજ, ધુવારણુ, હરીપુરાં, કાંધરેટી, ઉદેલી, નંદેલી, સાહાપુર, ફાગણી. સકરપુર, મેતપુર, લુણુજ, દેહેડા, પાલડી, બીમતલાવ, નાવાગામ બારાંતામસા, હસનપુરા, ગુડેલ, વરણુંજ, વડગામ, તરકપુર, પાંદડ, રોહોણી, હેદપુરાં, વાગાતલાવ, ઈસનપુર, વરસડા, કસબારા, ખડાં, કલોદરા, મેહેમદાવાદ, વરતાણા, કાનાવાડા, રસાળપુર, ઇદરવઈણા, બુધેજ, ગા-

મલીઆરા, જાલાપુર, નવાગામ, વાટા, તેમાં મુખ્ય કરથા, તારાપુર, તથા ઉદેલ. એ દરેકમાં એકેક નીશાળ છે.

નદીઓ. મહી, સાબરમતી, એ બંને, ખંભાતનાં અખાતને મળેછે, મહીં, સ્વસ્થાનની પુર્વ દીશાએ છે તથા સાબરમતી, પશ્ચિમ દીશાએછે.

પ્ર૦ દરેક તાલુકાવાર દિશાનું વર્ણન કરો?

ઉ૦ કપડવણજ એની ઉત્તરે ગાયકવાડનું રાજ્ય; પૂર્વે વાડાશીનોર, ઠાસરા તાલુકાનો થોડોક ભાગ. પશ્ચિમે અમદાવાદ જીલ્લો, ગાયકવાડનું રાજ્ય અને મેહમદાવાદ તાલુકો; દક્ષિણે મહેમદાવાદ, નડિયાદ અને ઠાસરા તાલુકો. ઠાસરા તાલુકાની ઉત્તરે કપડવણજ તાલુકો અને વાડાશીનોર; પૂર્વે ગાયકવાડનું રાજ્ય ને મહી નદી; પશ્ચિમે નડીઆદ તાલુકો; દક્ષિણે આણંદ તાલુકો અને મહી નદી, નડીઆદ તાલુકાની ઉત્તરે કપડવણજ તાલુકો; દક્ષિણે ગાયકવાડનું રાજ્ય, બોરસદ, આણંદ તાલુકો. પુર્વે ઠાસરા તાલુકો; પશ્ચિમે મહે-

મદાવાદ તાલુકો તથા માતર તાલુકો; મહેમદાવાદ તાલુકો એની ઉત્તરે અમદાવાદ જીલ્લો, ગાયકવાડનો મુલક ને થોડોક કપડવણજ તાલુકો; પશ્ચિમે માતર તાલુકાનો થોડો ભાગ ને અમદાવાદ જીલ્લો; દક્ષિણે માતર તાલુકો ને નડીઆદ તાલુકાનો થોડોક ભાગ. પૂર્વે નડીઆદ તાલુકો. માતર તાલુકાની ઉત્તરે અમદાવાદ જીલ્લો અને મેહેમદાવાદ તાલુકો; પૂર્વે ગાયકવાડનું રાજ્ય અને નડીઆદ તાલુકો પશ્ચિમ અમદાવાદ જીલ્લો, સાબરમતી નદી અને ખંભાતનું રાજ્ય; દક્ષિણે ખંભાતનું તથા ગાયકવાડનું રાજ્ય.

આણંદ તાલુકાની ઉત્તરે હાસરા તાલુકો અને નડીઆદ તાલુકો; પૂર્વે મહી નદી ને ગાયકવાડનું રાજ્ય; પશ્ચિમે નડીઆદ તાલુકો તથા બોરસદ તાલુકાનો થોડોક ભાગ અને ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે બોરસદ તાલુકો.

બોરસદ તાલુકાની ઉત્તરે આણંદ તાલુકો, ગાયકવાડનું રાજ્ય; પૂર્વે મહી નદી, ગાયકવાડનું રા-

જા; પશ્ચિમે ગાયકવાડનું રાજ્ય, ખંભાતનો અખાત; દક્ષિણે મહી નદી અને ભરૂચ જીલ્લો.

પ્ર૦ ખંભાત સંસ્થાનનું વર્ણન તથા ચતુર દિશા.

ઉ૦ એની લંબાઇ ૧૬ કોસ તથા પોહોળાઈ ૧૨ કોસ. વસ્તી ૮૯૭૨૨ માણુસની છે તેના તાબે. ૮૭ ગામો છે, એની ઉત્તરે નારેશરનું તળાવ તથા સરકારી બંગલાછે તથા કપાસ લોઢવાનું કારખાનું છે ( એટલે સંચોછે ) દક્ષિણે ખંભાતનો અખાત છે. પૂર્વે શકરપોર. માદળાનું તળાવ મંકાનાથ માહેવ. તથા રબારીવાડા આગળ કપાસ લોઢવાનો સંચોછે. પશ્ચિમે ખદરશાબનો મકાન તથા નઈકુ નામે તળાવછે તથા વડુચીમાતાનું મંદીરછે.

પ્ર૦ ખંભાતમાં વખણાતી ચીજો,

ઉ૦ હકીક, કાળુકાપડ શેતરંજી, સુતરફેણી, જૈન પુસ્તકો.

પ્ર૦ ખંભાતમાં જોવા લાયક મકાનો.

ઉ૦ જાફરઅલી ટાવર જુમામસીદ. કેનેડી હોસપીટલ ધી એંગ્લો વરનાકયુલર સ્કુલ હોરવાડ નારેશર ઉપરના સરકારી બંગલા, બાલેશાનું મકાન. કોઠીનો મકાન. જૈનલોકના દેરાં તથા વૈષ્નવોનું મંદીર ભેરવનાથનીવાવ્ય. સરકારી લાયબ્રેરી અને કસરતશાળા,

પ્ર૦ ખંભાતના તળાવો.

ઉ૦ નારેશરનું. માંદળાનું. નઇડાનું. બોધકનો કુંડ. નેજાનું.

પ્ર૦ ખંભાતની અંદર સ્કુલો કેટલીછે

ઉ૦ ગુજરાતી સ્કુલો. ૪છે તથા ઇંગ્રેજીસ્કુલ. ૧ છેતથા કન્યાશાળા ૧ છે. તથા ગામઠી નિશાળો છે.



## ભગુભાઇ પ્રેમચંદની કંપનીએ પ્રગટ કરેલા પુસ્તકો.

પતિવ્રતા પ્રાણકોર.
ભુંડી બારજાનો ભવાડો.
અસ્ત્રીચરીત્ર.
ગુલાબની ગમત.
ગજરા મારૂ ઓપેરા.
પુરૂસ ચરીત્ર.
વઠેલી વીધવા અથવા ચતુર ચંચળ.
પતિવ્રતા પદમણી.
રમત ગમત.
છટક છેલ.
ધની ધણીઆણી.
તારા વીજળી.
બરાશ કસ્તુરી.
શેઠોના સાખા અને ગુમાસતાની ગમત.
રસિક હાસ્ય સંગ્રહ.